લાગે છે. કોરીન્થિયન થાંભલામાં દેશી મિશ્રણ છેક ખરાબ લાગતું નથી. પરંતુ ચુના અને સીમેન્ટનું શિલ્પ કામ–પૂતળીઓ વગેરે—હલકા પ્રકારનું છે. એ બંગલામાં ઉત્તમ સ્થાપત્યનું લક્ષણ તો પાછળના ભાગમાં દેખાઇ આવે છે. આખો યે દેખાવ બેઠું ગાંભિર્ય ( repose ) વ્યક્ત કરે છે. વચ્ચેના ભાગથી છેડાની બે પાંખો ઉપસેલી છે. અને એ પાંખોથી બુરજો ઉપસેલા છે. એથી વચ્ચે ખાડો ( recess ) પડે છે. એને લીધે ગંભીરતામાં લાવણ્ય ઉમેરાય છે. સફાઈ પણ આગલા ભાગ કરતાં પાછળ ઠીક જળવાઇ છે. સમાંતરતા અને સમદ્વિભાગતા ( symmetry ) અમદાવાદનાં લગભગ બધાં યે મકાનોમાં છે. હવે નવા મકાનોમાં સમવિભાગપણું ન કરવાની પ્રથા થતી જાય છે. એ જાતની બાંધણીમાં ગંભીરતા આવતી નથી, પણ લાવણ્ય અને સફાઇ સારી આવે છે. શેઠ જમનાભાઈ, શેઠ અંબાલાલ, અને શેઠ બકુભાઇના બંગલા એના ઉત્તમ નમુના છે. એમાં મેળ ( balance ) પણ ઠીક જણાય છે.

ઉત્તમ સ્થાપત્યનાં બીજાં લક્ષણો પણ છે. પરન્તુ એમાં અહિં વિસ્તાર નહિ કરીએ. પ્રકાશની રચના, રંગ, વેધ વગેરે પણ અગત્યની વાતો છે.

**ઉત્તમ સ્થાપત્યના બાહ્ય અંગો.**

બારસાખ ગળે નહિં કે થાભલા વગેરેનો કોઇ જાતનો વેધ આવે નહિં એ બાબતમાં તો આપણા કડિયા સુતારો ઘણા હુંશિયાર હોય છે. આપણા સ્થાપત્યમાં એ દોષ જોવાનો વખત ભાગ્યે જ આવે છે; કારણ કે લોકમાં વેધનો વહેમ ગણાઈ ગયો છે. વહેમની વાત બાજુએ મુકીએ તો પણ ઉત્તમ સ્થાપત્યમાં વેધ ન આવવો જોઇએ એમ યૂરોપીય સ્થપતિઓ પણ કબુલ કરે છે. અમદાવાદની મસ્જીદોમાં તો સામે થોડે દૂર રહેલા રોજાના થાંભલા વગેરે ભાગ સાથે પણ વેધ ન આવે એવી રચના હોય છે એટલે મકાનની અંદરનો વેધ આવે જ કયાંથી. ઉસ્માનપુરની મસ્જીદ એનો ઉત્તમ નમુનો છે. સ્થાપત્યની આકર્ષકતામાં રંગ અગત્યનો ભાગ ભજવે છે. કાળા, ધોળા લાલ પત્થરનાં મકાનો, ઇંટોના મકાનો, લાકડાનું મકાન, બીજા જૂદા જૂદા રંગના મકાનો આંખ ઉપર કેવી છાપ પડે છે તે અનુભવથી ખબર પડે છે. કયી જગ્યાએ મકાન બાંધતાં કયો રંગ કરવો અને કયા રંગથી આકર્ષક દેખાવ થાય એ વિચાર ખાસ કરવો ઘટે છે. કોરા ઉજ્જડ મેદાનમાં આપણા જેવા પ્રચંડ સૂર્યવાળા દેશમાં કેવળ સાફ ધોળાં મકાનો આકર્ષક લાગતાં નથી. પાછળ

લીલી વૃક્ષોની ઘટાથી છવાયેલી ભૂમિકામાં ધોળું મકાન ઉત્તમ છે. અમદાવાદનાં પ્રાચીન મકાનોમાં જે બદામી—લાલ પત્થર વપરાયો છે તે રંગનું આ ઔચિત્ય વિચારીને વપરાયો હોય એમ સંભવે. આરસનો તાજમહાલ આજુબાજુ લાલ પત્થરની બે મસ્જીદો, આગળ લીલોછમ બાગ, અને પાછળ ઘનશ્યામ સલિલ-વાળી યમુનાથી થયેલી રંગબેરંગી ભૂમિકાને લીધે જ મનોહર લાગે છે. રેતીના રણમાં એ રમ્ય ન લાગત. ઇંટોનાં મકાનોમાં ઇંટોનો કુદરતી રંગ રાખવો અગર બીજો એવો રંગ રાખવો એ આપણા દેશની હવાને લાયક જ છે. ભૂરા રંગના પાષાણનું મકાન પણ આપણા દેશને લાયક છે. લાલ પત્થરથી બાંધેલી મસ્જીદોમાં જે મનોહર ગંભીરતા લાગે છે તે એને ચુનાથી ધોળ્યાથી કેવી બગડે છે એ કાંઈ અજાણ્યું નથી. પ્રાચીન મકાનોમાં આ બધા ગુણનો વિચાર થયો લાગે છે. નવાં મકાનોમાં ભાગ્યે જ એ વિચાર પદ્ધતિસર કરવામાં આવે છે. નવાં મકાનોમાં ગૂજરાત કૉલેજ અને રણછોડલાલ હાઇસ્કુલનાં મકાનો ઉપર પ્રમાણે બાંધણીના ગુણોવાળાં તથા રંગ, પ્રકાશ વગેરે ગુણોવાળાં છે. અંગ્રેજી રાજ્યમાં બંધાયલાં મકાનોમાં જોવાં ગમે એવાં ફક્ત એ બે જ મકાનો છે. એની બાંધણી પશ્ચિમના સ્થાપત્યના સિદ્ધાન્ત પ્રમાણે છે એ સ્વદેશની દૃષ્ટિએ જોતાં શોચનીય ખરૂં. પણ સ્થાપત્યની દૃષ્ટિએ એવો દોષ ન કહાય. એમાં મિશ્રણ નથી.

સામગ્રી એ સ્થાપત્યમાં ઉંચું સ્થાન ભોગવે છે. મકાનની સામગ્રી વાપરવામાં દેશની આબોહવાનો વિચાર ખાસ કરવાનો રહે છે. ઉત્તમ સ્થાપત્યના

**ઉત્તમ સ્થાપત્યની સામગ્રી**

સિદ્ધાન્ત પ્રમાણે તો જે દેશમાં જે સામગ્રી ઉત્પન્ન થતી હોય તે જ મકાનોમાં વાપરવી જોઇએ. બીજા દેશની સામગ્રી આબોહવાને માફક આવતી નથી. આપણા દેશમાં લાકડું અને ઇંટો એ જ ખાસ કુદરતી બાંધકામની વસ્તુ ગણી શાય. ઇંટ અને લાકડાંના મકાન આપણી ભૂમિની વિષમતા-વાળી આબોહવાને વધારે અનુકૂળ છે. લાકડામાં પણ મલબારી કરતાં આપણો વલસાડી સાગ ઉત્તમ છે. એના ઉપર વિલાયતી રીત પ્રમાણેનું પૉલીશ નથી આવી શકતું એ ખરી વાત છે. એનાં બહુ પહોળાં પાટિયાં નથી થતાં અને કામ જાડું લાગે છે તે પણ ખરી વાત છે. પરંતુ આપણી હવાને એ વધારે અનુકૂળ છે. આપણી જમીન ઉધઇવાળી છે. વલસાડી સાગને ઉધઈ ખાતી નથી એમ કહેવાય છે. એને ઉધાઇ લાગી હોય તો ખંખેર્યા પછી એના ડાઘા પણ રહેતા

નથી. એ સાગને કોહાણ પણ વહેલું થતું નથી એમ મનાય છે. આપણા ઘરોમાં લાકડાનો ઉપયોગ વધારે પ્રમાણમાં થાય છે તે પણ આબોહવાને અનુસરીને છે. પત્થરનાં મકાનો માફક આવે પણ મોઘાં પડે. પત્થરમાં પણ જે જાતનો લાલ પત્થર મસ્જીદો વગેરે પ્રાચીન મકાનોમાં વપરાયો છે તે અમદાવાદની હવાને વધારે અનુકૂળ છે. લૂણો, ખાળકુવાને લીધે જમીનમાં થતો ખાર વગેરેની સામે થવાની એ પત્થરમાં સારી શક્તિ છે. લોખંડના ગર્ડર અને કોન્ક્રીટનાં બાંધ કામ આપણને માફક આવશે કે નહિ એ હજી જોવાનું છે. લાકડાના પાટડા કરતાં લોખંડના ગર્ડર વધારે સારા એમ હાલ કહેવું મુશ્કેલ છે. એકાદ મોટા ભૂકંપના આંચકા સામે એવાં મકાનો ટકે ત્યારે જ એને માટે મત બંધાય લોખંડના પાટડા અને ડાટનું કામ આગની દૃષ્ટિએ જ ઉપયોગી છે. આપણાં જૂનાં લાકડાનાં મકાનોને એ ભય કેટલો હતો એ જાણવું જરૂરનું છે. હાલની પેઠે સળગી ઉઠે એવા તેલના રંગરોગાન જૂના સમયમાં થતા હોય એમ લાગતું નથી. એટલે આગનો ભય જૂના સમયમાં આજ જેટલો ન હોય.

સ્થાપત્યમાં કેવી સામગ્રી વાપરવી એ બાબત ઈજનેર વધારે સારી રીતે નક્કી કરી શકે પણ એ સામગ્રીને કેવી રીતે વાપરવાથી આકર્ષતા વધારે આવે એ કામ સ્થપતિનું છે. ઇંટોના મકાનમાં રંગનો ઉપયોગ કર્યા વગર પત્થર અમુક અમુક ઠેકાણે વાપરીને રંગની ગરજ સારવી એ સ્થપતિનું કામ છે. લાલ ઇંટોના મકાનને લાલ નળીઆંનું છાપરૂં આંખને સારૂં લાગતું નથી. એમાં વચ્ચે વચ્ચે, શરામાં, કુંભીમાં, પાટડામાં, કમાનની ચાવીમાં, કંદોરામાં છાજલી ( કોર્નીસ ) માં પત્થરો વાપર્યા હોય તો રંગમાં વિવિધતા લાવે છે. ઓટલા સુધીની ઉભણી (plinth) અને ઊપર દળમાં જૂદી જૂદી સામગ્રી વાપરવાથી પણ સ્થાપત્યમાં સુંદરતા ઉમેરાય છે. રણછોડલાલ હાઈસ્કુલ, સરકીટ હાઉસ, ગૂજરાત કોલેજ વગેરે આ જાતના સારા નમુના છે.

ઉત્તમ સ્થાપત્યનાં આવશ્યક લક્ષણો અને અંગો ઘણાં ટુંકામાં જોયાં. અમદાવાદનાં પ્રાચીન તેમજ અર્વાચીન મકાનો દરેકમાં કયું કયું લક્ષણ છે તેની વિગતમાં ઉતરતાં લંબાણ બહુ થાય. ટુંકામાં ખાસ અગત્યનાં મકાનોની નોંધ માત્ર લીધી. ઉત્તમ સ્થાપત્યનાં બધાં સાથે તેમજ છુટાં છુટાં લક્ષણો પ્રાચીન મકાનોમાં તો મોટે ભાગે જળવાયાં છે. અર્વાચીન મકાનોમાં કોઇ કોઈ જગ્યાએ જળવાયાં છે; હિન્દુસ્તાનના પ્રાચીન તેમ જ અર્વાચીન સ્થાપત્યના ઇતિહાસમાં અમદાવાદનું સ્થાન નોખું છે.

# ૯: અમદાવાદનું સ્થાપત્ય અને ચાલુ જમાનો

અમદાવાદમાં પ્રાચીન અને અર્વાચીન સ્થાપત્ય હાલ જે રીતે જે સ્થિતિમાં છે તે જોતાં એના જેવું વૈવિધ્ય કોઇપણ શહેરના સ્થાપત્યમાં દેખાશે નહિં. પ્રાચીન સ્થાપત્યમાં જે અપૂર્વતા છે તે જોઇ. હિંદુ સ્થાપત્યને મુસલમાનોની જરૂરિયાત પ્રમાણે જે હુશિયારીથી ઉપયોગ થયો છે તેવો બીજે થયો જણાતો નથી. એમાં અનેક નવી વિવિધતા મસ્જીદો તેમજ રોજા બન્નેમાં આવી છે. આ જાતની બાંધણીને આપણે ગૂજરાતી મુસલમાન સ્થાપત્ય કહી શકીએ. એ પછી મોગલોનું સ્થાપત્ય આવ્યું. એમાં પહોળી ચાર બિંદુની કમાનો અને ગોળ ઘુમટો થવા લાગ્યા. અલંકાર છેક ગયા. મોગલાઈ કમાનના નાના મોટા ગોખલા એજ અલંકાર ગણાયા. આ પ્રાચીન મુસલમાન સ્થાપત્યમાં વાવ, બાંધેલાં તળાવ અને હોજવાળાં ભોંયરાં એ બધું વિવિધતામાં અગત્યનો ઉમેરો કરે છે. બંગાળી ઘાટના ઘુમટો પણ થવા લાગ્યા. હિંદુ સ્થાપત્ય ચાલુ જ હતું એના નમુના હાલના સમયમાં હઠીસિંહ અને સ્વામીનારાયણનાં મંદિરો છે. બ્રીટીશ સમયમાં પશ્ચિમના સ્થાપત્ય પ્રમાણે મકાનો થવા લાગ્યાં, એના નમુના હીંદના બીજાં મોટાં રાજધાનીનાં શહેરો જેવા વિશાળ અને ભવ્ય અહીં નથી. પરંતુ નમુના તરીકે સારા ગણી શકાય તેવાં મકાનોમાં ગૂજરાત કોલેજ અને રણછોડલાલ હાઈસ્કુલ અગ્રસ્થાને છે. આ બધામાં આપણાં ઘર એ ખાસ અગત્યની બાંધણી બતાવે છે. ઘરની રચના

અમદાવાદના સ્થાપત્યની વિવિધતા

ઉપરાંત એમાં લાકડ કામ જે રીતે વપરાય છે તે ધ્યાનમાં લેતાં હિંદુસ્તાનનાં જૂની બાંધણીનાં ઘરોમાં અમદાવાદનાં ઘરનું સ્થાન સૌથી પહેલું છે. આવાં પાંચ સાત જાતનાં વિવિધ સ્થાપત્ય એક બીજાથી કેવળ ભિન્ન રીતોવાળાં બીજાં કોઈ શહેરમાં ભાગ્યે જ દેખાશે.

આવાં વૈવિધ્યવાળાં સ્થાપત્ય જ્યાં હોય ત્યાં ભવિષ્યનાં નવાં બાંધકામના સ્થાપત્ય માટે અનેક પ્રેરણાઓ મળ્યા કરે. ગૂજરાતી સ્થપતિએ જૂના અને નવા સિદ્ધાન્તોનું મિશ્રણ કરી જેમ અદ્‌ભૂત અને અપૂર્વ સ્થાપત્ય ભૂતકાળમાં ઉભું કર્યું એમ આજે પણ કરી શકે. એને માટે એમને બીજે જોવા ન જવું પડે.

**દેશી સ્થાપત્ય અને જમાનાની હરકતો**

અમદાવાદમાં આ પ્રમાણે એના ભવિષ્યના બાંધનારને અને એક રીતે કહીએ તો આખા દેશના બંધાવનારાઓને સ્થાપત્યનાં નવાં સર્જનો માટે પ્રેરણા મળે તેવું છે, પરંતુ એમાં એક મોટો વાંધો આવે છે. જે જમાનાએ અનેક મેળવણી કરીને નવાં સર્જનો કર્યાં તે જમાનામાં જે બળ અને સત્વ હતું તે આજના જમાનામાં છે કે નહિ એ જોવાનું છે. પૈસા ઘેલછા તો આજ કરતાં એ જમાનામાં ઓછી હોય એમ માનવાનું નથી. પરંતુ ધર્મની જે ભાવના ઇષ્ટ દેવને લાયકનું સ્થાપત્ય ઉભું કરવા પ્રેરતી તે આજે શિથિલ થયેલી છે. એ સાથે જીવનકલહનો પ્રવાહ પણ પહેલાં કરતાં આજ કાંઇક બદલાયો છે. આ બધામાં પરતંત્રતાએ કચરી નાંખેલા લોકજીવને આજે અગત્યનો પાઠ ભજવ્યો છે. પરતંત્ર માણસ જેનો તાબેદાર હોય તેનું અનુકરણ કરવામાં જ ભાગ્ય સમજે છે, અને એમાં કદીયે મૂળને તો પહોંચી શકાતું જ નથી. એટલે સંકરતા ઉત્પન્ન થાય છે. સ્વદેશાભિમાન નષ્ટ થવા સાથે દેશી સૌંદર્ય સમજવાની શક્તિ નષ્ટ થઇ, અને પરદેશી સૌંદર્ય તો બરોબર રીતે સમજી શકાયું નહિં. પશ્ચિમની ઇજનેરીએ બતાવેલા જરૂરવાદ સાથે જીવનકલહે સહચાર કર્યો, એટલે બાંધકામને આકર્ષક બનાવવાની ભાવના જ નાશ પામવા લાગી. કાળના માપની માન્યતામાં પણ આ જમાનામાં મોટો ફેર પડયો. ગાડાં ઉપરથી આપણે મોટર ઉપર આવ્યા અને ભવિષ્યમાં વિમાન ઉપર જઇશું તો નવાઇ નથી. કાસદમાંથી ટપાલ તાર અને હવે રેડીઓ ઉપર આવ્યા. એટલે કોઇ પણ કાર્યમાં જતા વખત માટેની

આખીયે ભાવના આ જમાનામાં બદલાઇ ગઈ. સ્થાપત્યમાં પણ ઉપયોગી અને જરૂરનું એ તત્વ સાથે જલદી થાય એવું, બહુ વખત ન લે એવું બાંધકામ કરવા તરફ વૃત્તિ દોડી. પ્રાચીન ઢબના અલંકારયુક્ત સ્થાપત્યમાં જે સમય જાય તે હાલનો બાંધનાર સહન ન કરી શકે એવો જમાનો આવ્યો. જીવનકલહ વધવા સાથે જીવનમાં પહેલાંના કરતાં બીજી જરૂરિયાતો પણ વધી એટલે ઉત્તમ બાંધકામ પાછળ પહેલાંના જેટલી પૈસાની છુટ ન રહેવા માંડી. આવાં બધાં અનેક કારણોથી ઉત્તમ સ્થાપત્ય નજર આગળ છતાં એમાંથી નવાં સર્જન માટે પ્રેરણા લેવાનું ચાલુ જમાનામાં ઘણે ભાગે અશક્ય થઇ પડ્યું.

**જુનાં ઘર ને નવા બંગલા**

ચાલુ જમાનાના સ્થાપત્યમાં સૌથી મોટી અગત્યનું સ્થાન જીવનની જરૂરિયાતને આપ્યા વગર છુટકો જ નથી, આપણાં ઘરની બાંધણી ચાલુ જમાનાને કેટલી અનુકૂળ છે તેનો વિચાર કરવો પડશે; તે સાથે નવા બંગલા દેશની આબોહવા અને સમાજના જીવનને કેટલા અનુકૂળ છે, તેનો વિચાર કરવાની પણ જરૂર ખરી. હિંદુસ્તાનમાં બધે ઘરની બાંધણી અવિભક્ત કુટુંબના નિવાસને અનુસરીને ગોઠવવામાં આવેલી છે. એક મોટો ઓરડો કુટુંબનાં માણસો માટે રખાય છે. એની આસપાસ નાની ઓરડીઓ હોય છે; પણ એમાં થોડી જ માણસને રહેવાને લાયક હોય છે. પડદાના રિવાજવાળા દેશોમાં સ્ત્રીઓને માટે ઓરડીઓ કરેલી હોય છે, એની રચના ઘણા ભાગે કેદખાનાં જેવી હોય છે. એકાદ સારી ઓરડી કુટુંબના મુખ્ય પુરૂષ માટે કરે છે. પૈસાવાળા લોકો બેસવા ઉઠવાનો મોટો ઓરડો શણગારેલો રાખે છે. પરંતુ કુટુંબ મોટું હોય તો રાત્રે અગર તો મહેમાન આવે ત્યારે એને સુવાના ઓરડા તરીકે ફેરવી શકાય છે. ગૂજરાતનાં ઘરો પણ કાંઇક અંશે આ જાતનાં છે. અમદાવાદનાં ઘર પણ પાટણની રીત પ્રમાણેનાં છે. એક આદર્શ અમદાવાદી ઘરની રચના અવિભક્ત કુટુંબને લાયકની હોવા છતાં હિંદુસ્તાનનાં બીજાં ઘર કરતાં વધારે સંપૂર્ણ અને વધારે સગવડવાળી છે. વચ્ચે ચોકની જરૂર હવા અજવાળા માટે પણ ઘણી છે. ઘર ઉંડા હોય ત્યારે ચોકની ખાસ અગત્ય રહે છે. અમદાવાદ ઉત્તર ગૂજરાત, અને મદ્રાસનાં ઘરોમાં ચોક હોય છે; પરંતુ ચોક સાથે બીજા ખંડોની રચના મદ્રાસ બાજુ છેક સામાન્ય રીતની અને ગમે તેમ કરેલી હોય છે, આપણાં ઘરોમાં એ ગોઠવણમાં વિશેષતા છે. દરેક કાર્યને માટે

જૂદી ઓરડી ઘણુંખરૂં હોય છે તેથી વ્યવસ્થા સચવાય છે. આગલા અને પાછલા ભાગના મેડા ઉપર જવાની જુદી સગવડને લીધે અવિભક્ત કુટુંબ કાંઈકે વધારે સ્વતંત્રતાથી રહી શકે છે, અને મહેમાનો આવે તો મર્યાદા જળવાઈ શકે છે. મહેમાનોનો ખાસ વિચાર જે આપણાં ઘરોમાં કરવામાં આવે છે એ હિંદના બીજા પ્રાંતોનાં ઘરમાં ઘણો ઓછો દેખાય છે. ચોકની પાછળ પડસાળ, એનો રસોડા તથા ઓરડા સાથે સંબંધ, ઓરડો અને કોઠાર અથવા ગજારના દ્વાર પડસાળમાં પડે એથી સ્ત્રીઓને પડતી સગવડ, એ બધી બાંધણી આપણાં ઘરોમાં બહુ વિચારપૂર્વક કરેલી છે. પારકો માણસ ઓરડા સુધી જવા માંગે તો ઓસરી, ચોક, ઉપચોક અને પડસાળ એટલું વટાવ્યા વગર ન જઈ શકે. એટલે જોખમ મુકવા માટે ઓરડાની જગ્યા યોગ્ય ઠરે છે. દરેક ખંડમાં ઘણે ભાગે ચોકડીઓ હોય છે. એટલે પાણીને માટે સગવડ થઈ શકે છે. આવી બધી બાજુની સગવડ ફક્ત આપણાં ઘરોમાં જ જોવામાં આવે છે, એટલે ચાલુ જમાનામાં પણ આપણાં ઘરોની સગવડને ઉતારી પડાય તેમ નથી. થોડા નજીવા ફેરફાર સાથે આપણાં ઘર હાલની સગવડવાળાં થઈ શકે છે.

બંગલાનો સવાલ જૂદો જ છે. ઘર આપણાં જીવનને અનુકૂળ છે એ ખરૂં છે. પરંતુ અમદાવાદના કેટલાક ખાસ સંજોગોએ ઘરોને અનારોગ્ય બનાવી મૂક્યાં છે. આપણી કેટલીક ગંદી ટેવો પણ એ માટે જવાબદાર છે. ઘરોમાં વચ્ચે ભીંત ભરાઈને જ્યારે તેના નાના સાંકડા સુંબાઈમાં બે માળાની વચ્ચે આવેલી ગટર જેવા ભાગ પડે છે ત્યારે ઘણો ત્રાસ થાય છે. હાલના જમાનામાં વેપારાદિ કેટલું વધ્યું છે તે વાત બાજુએ મુકીએ તો પણ એના પ્રમાણમાં દોડધામ હદ કરતાં વધારે વધી છે. રીચીરોડનો સાધારણ દાખલો લઈએ તો આજથી દસ વર્ષ ઉપર ત્યાં જેટલી અવરજવર હતી તેના કરતાં હાલ ચારગણી વધારે છે. મીલોની ધૂણીનો ત્રાસ છેલ્લી પચીસીમાં વધતો જ ગયો છે. એમાં મોટરોની વધતી જતી ધમાલને લીધે નીકળતી ઝેરી ધૂણીએ બહુ ઉમેરો કર્યો છે. આ કારણોથી ગમે તેવાં સગવડવાળાં અને સ્થાપત્યની દૃષ્ટિએ ઉત્તમ છતાં પોળોનાં ઘરને બદલે શહેર બહાર ખુલ્લી હવામાં બંગલા વધે એ ઇષ્ટ છે. બંગલા ચારે બાજુથી ખુલ્લા એટલે એમાં ઘરની પેઠે ચોક રાખવાની જરૂર નહિ એ પણ ખરૂં છે. સાધારણ અમદાવાદી ઢબના જે બંગલા બન્યા છે તેમાં ઘરની પેઠે અવિભક્ત કુટુંબ રહે અને સ્વતંત્રતા કાંઇક જળવાય

એવી રચના થયેલી જોવામાં આવે છે. પરંતુ સ્થાપત્યની દૃષ્ટિએ એમાં જરાયે આકર્ષણ નથી. ઘરોના ખંડની ગોઠવણ અને ચોકની રચનાથી એમાં જે આકર્ષણ રહેલું છે તેવું અમદાવાદી ઘાટના બંગલાના ખંડોની ગોઠવણીમાં નથી જણાતું, અંદરની ગોઠવણીની પેઠે બહારથી અમદાવાદી બંગલો આકર્ષક નથી એ આગળ જોઇ ગયા છીએ.

આજ સુધી બંગલા પૈસાવાળા કરતા. ગામમાં ઘર હોય અને હવા ખાવા બંગલા બાંધતા. હવે એ પ્રશ્ન સામાન્ય વર્ગને વિચારવાનો આવ્યો છે. સહકારી મંડળો શહેર બહાર બંગલા બાંધે છે. આ બંગલાઓ સામાન્ય લોકને માટે બંધાતા હોવાથી એમાં ખર્ચનો સવાલ પહેલો વિચારવાનો છે. એમાં બાંધણી ઉપરાંત ઓછે પૈસે રચનામાં કાંઇક આકર્ષણ આવે ને સ્થાપત્યના નામને યોગ્ય કામ બને એ ઉપર ખાસ લક્ષ આપવાનું ઉપસ્થિત થએલું છે. સાધારણ વધારે ખર્ચ કરવાની ઇચ્છા હોય તેણે સફાઈ ( refinement ) જળવાય એવી રીતે અલંકાર પણ વાપરવાની જરૂર ખરી. પોળો અને એનાં ઘર પરસ્પર સહકારની દૃષ્ટિથી જ થયેલાં છે. આપણા સામાજિક રિવાજોને અનુસરીને એ સહકારની જરૂર જીવનમાં ડગલે ડગલે પડે છે તે પોળોનાં ઘર અને બહારના બંગલામાં રહેલા સામાન્ય સ્થિતિના માણસના અનુભવમાં આવ્યું હોય છે. શહેર બહાર છુટા બંગલા થાય તેમાં આ જૂના સહકારની ભાવનાને સહેજ ફેરવવી પડે તો નવાઇ નથી. જોડે જોડેનાં ઘરોમાં જે ત્વરાથી સહકાર સધાય તે જૂદાં આંગણાં વાળી લીધેલાં છુટાં મકાનોમાં જોઇએ તેવો એકદમ ન સધાય એટલો જ ફેર. પણ આરોગ્યની ખાતર એ ફેર કરવો જરૂરનો છે.

કોઈ કહે છે કે ગરીબ વર્ગની વાત બાજુએ મુકીએ તો પણ સામાન્ય વર્ગ પણ શહેર બહાર છુટા બંગલામાં રહી શકવા માટે સમર્થ નથી. સામાન્ય વર્ગના લોકોને પણ ઘણે ભાગે બધું ઘરકામ હાથે જ કરવું પડે છે. ઘણી સ્ત્રીઓ ઘરકામમાંથી ઉંચી જ આવતી નથી, અને એ કારણથી સમાજની બીજી પ્રવૃત્તિઓમાં સામાન્ય સ્ત્રીઓથી ભાગ્યે જ ભાગ લઈ શકાય છે એવી ફરિયાદ આપણે સાંભળીએ છીએ. પોળોના ઘરમાં ઘરની અંદરનો ભાગ અને ઓટલા જ વાળીને સાફ રાખવાના હોય છે.

સામાન્ય વર્ગ અને શહેર બહાર વસવાટ

છતાં પણ ઘરનાં માણસોથી મેડા સુદ્ધાં આખું ઘર દરરોજ ભાગ્યે જ સાફ

થઈ શકે છે. અમદાવાદ જેવા ધૂળીઆ શહેરમાં દીવસમાં બે વાર વાળવાની જરૂર તે તો બને જ કયાંથી. સામાન્ય વર્ગના લોક નોકરો રાખી શકતા નથી. આ સ્થિતિમાં સહકારી મંડળોદ્વારા શહેર બહાર વસવાટ થાય તો છુટા બંગલાઓમાં સામાન્ય વર્ગના લોકને અનુકૂળતા પડે કે કેમ ? બંગલામાં બંગલાની અંદરના ભાગ ઉપરાંત બહારનું આંગણું વાળવાનું. સહકારી મંડળોના કાયદા પ્રમાણે જમીનના એક ભાગમાં મકાન બાંધી ત્રણ ભાગ જેટલી ભોંય ખુલ્લી રાખવાની. એટલે એ આંગણું પણ મકાનના પ્રમાણમાં કાંઇક મોટું. ધર વાળવાની પુરી નવરાશ ન મળનાર આવડું આંગણું શી રીતે વાળવાના ? અને આંગણામાં બાગ તો બને જ કયાંથી ? એટલે હાલના ધોરણે સામાન્ય વર્ગ માટે સહકારી મંડળોદ્વારા શહેર બહાર છૂટા બંગલામાં રહેવું ઇચ્છવા જેવું નથી. આના જવાબમાં કોઈ કહેશે કે બાગ ન બને તો ભલે. છુટી જમીન પણ ફાયદાકારક છે. કચરો આંગણામાં ભેગો થાય તો ભલે. સાધારણ કચરો અને દાતણની ચીરીઓ એટલું તો થોડે થોડે દીવસે વળાય તો પણ વાંધો નહિં, પણ એક વખત પોળોની ગીચ વસ્તીમાંથી છુટવું જોઇએ. આ બન્ને દલીલોમાં કાંઇક સત્ય છે. અમદાવાદની નગરરચના અને સહકારી પદ્ધતિથી બંગલાઓ તથા પરાં વસાવનારે આ બધી સામાજિક અને આર્થિક દષ્ટિથી વિચારવાની જરૂર છે. આપણા આજ સુધીના સામાજિક રિવાજો ગમે તેવા હોય, પરંતુ આરોગ્યને માટે એમાં ફેર કર્યા વગર સિદ્ધિ નથી. મોટા અને નાના અનિષ્ટ વચ્ચે પસંદગી કરવાનો સમય આવે તો નાનું અનિષ્ટ તે ઇષ્ટ છે. જો કે છુટાં મકાનોમાં રહેવું એમાં કાંઇ અનિષ્ટ છે જ નહિં. છુટાં મકાનોમાં રહેવાનો પ્રચાર જેમ જેમ વધતો જશે તેમ તેમ છુટાં મકાનોનું સ્થાપત્ય આપણા રિવાજ અને આબોહવાને પણ અનુકૂળ થતું જશે.

ભૂતકાળમાં અમદાવાદના સ્થાપત્યમાં અનેક પરસ્પર વિરોધી તત્વોનો અપૂર્વ રીતે મેળ આપણા સ્થપતિઓએ બેસાડયો છે તેવી જ રીતે ભવિષ્યમાં પણ બેસાડવાનો છે. હઠીસિંહનું મંદિર, સ્વામીનારાયણનું મંદિર વગેરે ગઈ સદીમાં બંધાયાં તે જોતાં પ્રાચીન બાંધણીના સિદ્ધાન્તો આપણા સ્થપતિઓ ભૂલી નથી ગયા એમ સિદ્ધ થાય છે. જૈનોનાં નવાં મંદિરો જોતાં ઉત્તમ કારીગીરીનો શોખ પ્રજામાંથી છેક નથી ગયો એમ પણ લાગે છે. હવે તો રસવૃત્તિને સંસ્કારનું સિંચન થાય તો ઉત્તમ સ્થાપત્ય એની મેળે ઉત્પન્ન થાય. એ સાથે

લોકને પૈસા ખર્ચવાનાં બીજાં ક્ષેત્રો હાલ વધ્યાં છે એટલે કેવળ મકાનના શણગાર પાછળ જ લોક પૈસો ખર્ચી શકે તેમ નથી એ સ્થપતિએ પણ સમજવાનું છે. હાલની સગવડો જાળવી ઓછે ખર્ચે આંખને ગમે તેવું મકાન રચવું એ ઉત્તમ સ્થપતિનું કર્તવ્ય આજના સમયમાં ઉપસ્થિત થાય છે. અલંકાર પાછળ પૈસો

ભવિષ્યનું સ્થાપત્ય

ખર્ચે તો ઠીક અને ન ખર્ચે તો અનલંકૃત સુકાવ્યના જેવું રસભર અને આકર્ષક મકાન બનાવવા માટે જૂના નવાનું મિશ્રણ કરી નવી યોજનાઓ ઘડવાનું પણ હવે ઉપસ્થિત થાય છે. સરકારનું ધ્યાન પ્રાંતિક રાજધાનીનાં નગરો શણગારવા તરફ જ છે એટલે સરકારી કચેરીઓનાં મકાનો તો ઇજનેરી દૃષ્ટિએ મજબુત થશે: પણ શહેરની શોભા વધારે એવાં આકર્પક થશે તે આશા તો વ્યર્થ છે. કૉલેજ અને હાઇસ્કુલ જેવાં કેટલેક અંશે લોકને પૈસે બંધાયલાં મકાનો બાદ કરતાં એકે સરકારી કચેરી સારા સ્થાપત્યના નામને લાયક નથી. શહેરનું મુખ્ય દવાખાનું-સીવીલ હૉસ્પીટલનું મકાન જોવું ગમે તેવું નથી. અમદાવાદ જેવા શહેરને લાયક રેલ્વે સ્ટેશન ક્યાં છે ? અમદાવાદ જેટલી અગત્ય રેલ્વેની દૃષ્ટિએ પણ ન હોય એવાં ઘણાં શહેરોનાં સ્ટેશનો અમદાવાદ કરતાં સારાં છે. અમદાવાદ મ્યુનિસીપાલીટીનું મકાન પણ શહેરને લાયક નથી. જાહેર મકાનો આંખને ગમે તેવાં ન થાય ત્યારે ખાનગી મકાનો ઉપર ટીકા શી રીતે થાય. છતાં હવે લોકની મનોવૃત્તિ કાંઈક બદલાતી જાય છે. મ્યુનિસીપાલીટીએ બંધાવેલું શાકબજાર કાંઇક ઠીક છે; એના થાંભલા પુરતું ઠીક છે. લોકને મુંબાઇના જેવાં યૂરોપિયન ઢબનાં મકાનોનો શોખ હજી પણ ઘણો છે. મુંબાઈના મોટા માળા અને ચાલો જેવાં મકાનો અમદાવાદમાં થતાં હજી વાર લાગશે. જે ભાડાં ખાવાના ઈરાદાથી એવાં મોટાં મકાનો બને છે તેની અમદાવાદમાં હજી જરૂરિયાત ઓછી છે. મુંબાઇના માળાના ઘાટનાં મકાન અહીં રીચીરોડ ઉપર સેંટ્રલ બેંકના મકાન જેવાં થતાં જાય છે. પરંતુ અમદાવાદ હજી પણ દરેક રીતે પૂર્વનાં ( oriental ) લક્ષણોવાળું શહેર હોવાથી એવાં મકાનો શોભતાં નથી. છતાં સ્થાપત્યની દૃષ્ટિએ એવાં મકાનોને અનિષ્ટ ન ગણી શકાય.

અમદાવાદમાં મકાનો બંધાવવાની પ્રવૃત્તિ હાલ ઠીક છે. સહકારી મંડળોની વૃદ્ધિ સાથે, અને લોકોની રસવૃત્તિ ખુલ્લામાં રહેવા માટે કેળવાતી જશે

તેમ એ પ્રવૃત્તિ પણ વધશે. એ વખતે ઉત્તમ સ્થાપત્યનાં લક્ષણો સાથે અમદાવાદના પ્રાચીન સ્થાપત્યનો ઇતિહાસ અને હિંદના સ્થાપત્યના ઇતિહાસમાં અમદાવાદનું સ્થાન ધ્યાનમાં રાખ્યાથી ભવિષ્યમાં પણ ઉત્તમ સ્થાપત્ય ઉત્પન્ન કરી શકાશે. દેશી સ્થાપત્યનો શોખ પણ ધીમે ધીમે વધતો જાય છે એ આનંદની વાત છે. ઘર અને મંદિરો ઉપરાંત બીજાં મકાનોમાં પણ નવી સગવડો જાળવીને જૂના સ્થાપત્યના સારા અંશો લેવાથી નવું સ્થાપત્ય સુંદર બનશે. શેઠ કસ્તુરભાઈ લાલભાઇએ પીરમદશાહના રોજા સામે જે નવી દુકાનો બંધાવી છે તે આ બાબતમાં મહત્વની અને સુંદર શરૂઆત છે એમ મને લાગે છે. નવાં મકાનોમાં દ્રવ્ય ખર્ચવા ઇચ્છનારે કોઈ વસ્તુનું અનુકરણ માત્ર ન કરતાં આવી રીતે કાઇ નવું સર્જન કરવાની જરૂર છે. આ દુકાનોથી અમદાવાદના બાંધકામના ઇતિહાસમાં ચેતન આવીને ફરી નવો યુગ બેઠો એમ કહી શકાય. પ્રાચીન સ્થાપત્યનાં અવશેષોમાં અમદાવાદ જે નવીનતાઓ બતાવી રહ્યું છે તેવી જ નવીનતા ભવિષ્યના સ્થાપત્યમાં સર્જે એવી આશા દરેક દેશપ્રેમી રાખશે.



વટવાના રોજાનો મ્હોરો

# પરિશિષ્ટ

## કેટલાંક ખાસ જોવા લાયક મકાનોના સ્થાપત્યની વીગત.

**અહમદશાહની અને હૈબતખાંની મસ્જીદ.** ભદ્રમાં અહમદશાહની અને જમાલપુર દરવાજે હૈબતખાંની મસ્જીદ સ્થાપત્યના અભ્યાસકને જોવા જેવી છે. હિંદુ મંદિરોની સામગ્રી મસ્જીદમાં કેવી રીતે કામમાં લીધી છે અને કમાનો તથા હિંદુ બાંધણીનો મેળ પાછળની મસ્જીદો જેવો બેઠો નથી તે દષ્ટિએ મસ્જીદો જોવા જેવી છે. અંદરથી મસ્જીદો મંદિરના અષ્ટકોણ મંડપો જેવી જ જણાય છે.

**જુમામસ્જીદ.** સ્થાપત્યની દષ્ટિએ આ મસ્જીદ બહુ અગત્યની છે. ઈ. સ. ૧૪૨૪ માં એનું બાંધકામ પુરૂં થયું. એની લંબાઇ ૩૮૮'–૯" અને પહોળાઈ ૨૪૬'×૮" છે. મસ્જીદ નો ચોક ૨૮૪'–૬" × ૨૩૬'–૮" છે. ત્રણ બાજુની પડાળીઓ બાદ કરતાં ચોક ૨૭૪$\frac{૧}{૨}$ × ૨૧૬$\frac{૧}{૨}$ ફીટ છે. મસ્જીદના લિવાનની લંબાઇ ૨૦૭ ફીટ અને પહોળાઈ ૧૦૦/–૫" છે. મ્હોરો ચઢતા ઉતરતી છે. વચલો ભાગ સૌથી ઉંચો ૪૫ ફીટ છે. આ મસ્જીદનું વિશાળ કદ ચાલુ બાંધણીનાં કદનાં માપ મોટાં લઇને કરેલું નથી. પણ ચાલુ બાંધણીને બેવડી તેવડી કરીને બનાવેલું છે. એટલે સાધારણ રીતે મસ્જીદમાં ત્રણ (મોટા) અષ્ટકોણ ઘુમટની એક હાર હોય તેને બદલે પાંચ (મોટા) અષ્ટકોણ ઘુમટની હાર કરીને લંબાઈ મેળવી છે, અને એવી ત્રણ હારો કરીને પહોળાઈ મેળવી છે. બાર થાંભલાવાળા આ રીતે પંદર મોટા ઘુમટો થાય છે. નાના ઘુમટ જુદા છે. ઘુમટોના થાંભલાની હારની વચ્ચે છુટા થાંભલાની બીજી હાર એને નીરાળી પાડે છે. મલુકખાંનું લિવાનની વાયવ્ય બાજુએ છે. એના થાંભલા તથા અડધીઆ થાંભલા બાદ કરતાં મસ્જીદના લિવાનમાં ૨૫૨ મોટા છુટા થાંભલા છે. આગલા દરવાજામાં પેસતાં વચલો ભાગ ઉંચો હોવાથી બે મોટા બેવડા કદના થાંભલા કરેલા છે. હિંદુ બાંધણીમાં ટુંકા થાંભલા થતાં મસ્જીદમાં એને ઉંચા લેવા માટે વચ્ચે નાની છાજલી (કોર્નીસ) જેવી ધાર મુકી ઉપર નીચે ઘાટમાં જે ફેર કરવામાં આવ્યો છે તેના દાખલા દરેક મસ્જીદમાં મળી આવે છે. લિવાન, મલુકખાનું, પડાળીઓ, મંડપ વગેરેના છુટા આખા તથા અડધીઆ થાંભલા મળીને કુલ ૭૦૭ થાંભલા થાય છે એમ કહેવાય છે.

ફરગ્યુસન કહે છે કે એક જ ભોંયતળીઆ ઉપર ૩૦૦ થાંભલા આંખને ખરાબ ન લાગે એવી રીતે ગોઠવવા એ સહેલું કામ નથી. દક્ષિણ હિંદમાં એવા મોટા ખંડ છે. પણ એમાં એક સરખું છેટું રાખીને ગોઠવેલા થાંભલા જોતાં નીરસ ( monotonous effect વાળા ) લાગે છે. મેવાડનું સાદડીનુ મંદિર, જેનું ચિત્ર અહીં આપ્યું છે, તે જુમામસ્જીદ બંધાઈ તે અરસામાં બંધાયું છે. એનું ભોંયતળિયું (plan) જુમામસ્જીદને

મળતું છે. પણ થાંભલાની રચના દક્ષિણના ખંડ જેવી નીરસ નથી પણ ગુંચવણવાળી છે. જુમામસ્જીદમાં આ બન્ને રચનાઓનો સુંદર તોડ નીકળ્યો છે, થાંભલાની રચના રસવાળી છે અને એમાં ગુંચવણ નથી. મસ્જીદના ચઢતા ઉતરતી મ્હોરાનું એના મીનારા ઉભા હશે તે સમયનું ચિત્ર અહીં આપેલું છે તે ઉપરથી એની ભવ્યતાનો ખ્યાલ આવશે. થાંભલાની રચના, અને દરવાજામાં પેસતાં મોટાં થાંભલામાં નાંખેલા તોરણથી અલંકારની રુચીકર ગોઠવણી એ બધું દરવાજાવાળા ચિત્રમાંથી જણાશે.

ઉત્તમ સ્થાપત્યના ગુણો આ મસ્જીદમાં છે. એમાં પેસતાં જ ઈશ્વરપ્રાર્થનાનું એ સ્થળ છે એમ લાગણી થાય છે; પવિત્ર વાતાવરણમાં આવ્યા હોઇએ એવું લાગે છે. મનનો ગમે એવો ખળભળાટ એ ઘડી દૂર થઈ જાય છે. મન ગંભીર બને છે. આવી અસર ઘણાને થયેલી છે. એમાંથી એક દાખલો અહીં આપીશું. રશિયાના ઝારની સાથે આવેલા પ્રીન્સ ઉથોસ્કી લખે છે કેઃ " Its dimentions are not particularly remarkable; but whether it is the colour of the stone of which it is built, or whether it is the infinite illumination that makes it look imposing, its appearance is remarkably original and striking. A bright forest of hundreds of pillars recedes it into the depths of the brilliant building. " આવી લાગણી જહાંગીર બાદશાહને થએલી. ફ્રીગ્સ વગેરે યૂરોપિયનોને થએલી. અલંકારાદિની દૃષ્ટિએ અમદાવાદમાં બીજાં મકાનો જુમામસ્જીદથી પણ ઉત્તમ છે, પરંતુ ઉત્તમ સ્થાપત્યના એક મોટા પ્રયત્ન તરીકે જુમામસ્જીદની બાંધણી અગ્રસ્થાને બેસે છે. એમાં વિશ્રાંતિવાળું ગાંભીર્ય ( repose ) અસાધારણ છે. રંગની અસર બહુ સારી છે. અલંકાર ઉપર કાબુ ( restraint ) ઘણો છે, છતાં મનોહરતા ઓછી નથી. ઉત્તમ સ્થાપત્ય મન ઉપર શી અસર કરી શકે તેનો આ મસ્જીદ એક સારો નમુનો છે.

**સરખેજનાં** મકાનો સ્થાપત્યની નજરથી ખાસ જોવા જેવાં છે. ખરી રીતે એમાંનું એક મકાન, રોજો, મસ્જીદ, તળાવ, કે મહેલ નહિં પણ એ બધાનો આખોયે સમૂહ જોવા જેવો છે. મકાનોનાં સમૂહ તરિકે હિંદુસ્તાનના પ્રાચીન અવશેષોના સારામાં સારા નમુનાઓમાં એ સમૂહનું સ્થાન છે. રોજો ગૂજરાતના રોજાઓમાં સર્વથી મોટામાં મોટો છે. ૧૦૪ ફીટના ચોરસ ઉપર એ બાંધેલો છે, વચલા ઘુમટના ચોરસના સીધાણમાં આવતી થાંભલાની આખી યે હારો બેવડા થાંભલાની કરેલી છે. એ સિવાય રોજાની બાંધણી બીજા અમદાવાદી રોજાઓ જેવી છે. રોજા સામેનો મંડપ આખા ચોકમાં મનોહરતા ઉમેરે છે. પશ્ચિમ બાજુએ આવેલી મસ્જીદ સાદી પણ ઉત્તમ સ્થાપત્યના ગુણવાળી છે. અમદાવાદની મસ્જીદોમાં ફક્ત એ જુમા મસ્જીદથીજ નાની છે. એનો મ્હોરો સીધો અને સાદો છે. કમાન વાપરી નથી. થાંભલાનું કામ સાદું હિંદુ બાંધણીનું છે. વિશાળ ચોકની આસપાસ પઢાળીઓ, અને કિનારમાં રીત પ્રમાણે

મહુક ખાનું છે. આ મસ્જીદને એની સાદાઈ માટે યૂરોપીય લેખકો આગ્રાની મોતી મસ્જીદ સાથે સરખાવે છે. આ મસ્જીદને મીનારા નથી. દક્ષિણની ભીંતમાં તળાવ બાજુ બારીઓ પડે છે.

તળાવની આસપાસ બધે મકાનો હતાં. હાલ ઉત્તર બાજુ મસ્જીદ અને રોજાનાં મકાનો જ સારી હાલતમાં છે. દક્ષિણ તથા નૈઋત્ય ખુણા બાજુના મહેલો ખંડેરની દશામાં છે. એટલે એ માટે કાંઇ લખવું નકામું છે. છતાં મકાનોના સમૂહની મનોહરતામાં એ વધારો કરે છે. તળાવની આસપાસનાં બીજાં મકાનો હતાં તે નાશ પામ્યાં છે.

**દરિયાખાંનો ઘુમટઃ**—અમદાવાદના રોજાઓમાં આ રોજો ખાસ જુદો પડે છે. અમદાવાદના બીજા રોજા દેખાવમાં સુંદર છે. બાંધણીની સુંદરમાં આસપાસની જાળીઓની મનોહર વિવિધતા ઉમેરો કરે છે. ઘણે ભાગે બાદશાહો અને અમીરો પોતાના જીવતાં જ પોતાને માટે દરગાહ બંધાવતા. ફરગ્યુસ લખે છે કે અમદાવાદના રોજાની કોમળ સુંદરતા બતાવી આપે છે કે અમદાવાદના સુલતાન, અમીરો વગેરેને મરણની કલ્પના ભયંકર નહોતી પણ સુંદર હતી. મરણની બીક ન હોય, જીંદગીમાં તપ અને ભક્તિથી એમણે મરણનો ભય જીત્યો હોય એવું એ રોજાઓની સુંદર બાંધણીથી જાણે વ્યક્ત થાય છે. દરિયાખાંના ઘુમટમાં એવું નથી. એની બાંધણી ભારે અને બુલંદ છે. હિંદમાં બીજે સાધારણ રીતે આ જાતની બાંધણીના રોજા મળી આવે છે એમ ફરગ્યુસન માને છે. મરણની ભયાનકતા એના સ્થાપત્યમાં જ વ્યક્ત થાય છે. એની બાંધણીનું સ્થાપત્યની દૃષ્ટિએ જે મહત્વ છે તે પાછળ જોયું છે. એનું માપ ૧૨૧$\frac{1}{2}$× ૧૧૯$\frac{1}{2}$ ફીટ છે. ભીંતોની જાડાઈ ૯ ફીટની છે. એ જ જાતની બાંધણી સરખેજ જતાં **આજમખાં માઝમખાંના** રોજામાં દેખાય છે. પણ દરિયાખાંના ઘુમટ કરતાં એમાં બહારથી જરા ભભકો કરેલો છે. ધોળકામાં આવેલી અલફખાં ભોકાઇની મસ્જીદ પણ એ જ બાંધણીની છે.

**ઉસમાનપુરમાં** આવેલી **સૈયદ ઉસમાન શમે ગુરહાનીની**—મસ્જીદ સ્થાપત્યની દૃષ્ટિએ જોવા જેવી છે. એની સામેનો સૈયદ ઉસમાનનો રોજો મસ્જીદ કરતાં પહેલો બંધયલો છે. એમાં સરખેજની પેઠે વચલા ઘુમટના ચોરસને લગતા થાંભલાની હાર બેવડી છે. મસ્જીદ રોજાની બરોબર સામે બનાવેલી હોવાથી વેધ ન આવે માટે થાંભલાની રચના રોજાને અનુકૂળ કરવામાં આવેલી છે. બેવડા થાંભલાની હાર રોજામાં તેમજ મસ્જીદમાં બરોબર સામસામી છે. મસ્જીદ ૭૬×૪૬ ફીટ છે. રોજો ૭૮ ફીટના ચોરસ ઉપર બાંધેલો છે. આ મસ્જીદમાં કમાન વાપરેલી નથી. મીનારા પહેલ વહેલા મસ્જીદના છેડા ઉપર ખસેડાયા છે. અગાસી ઉપર જવાની સીડી પડખાના ઝરૂખામાંથી લીધી છે એ નવીનતા છે. મ્હોરો સાદો ને સીધો છે, ચઢતા ઉતરતી નથી.

**રાણી રૂપવતીની મસ્જીદ**:–મીરઝાંપુરને રસ્તે આ સુંદર મસ્જીદ આવેલી છે. મસ્જીદની સાધારણ બાંધણી પ્રમાણે એનું ભોંયતળિયું કરેલું છે. માપ બ્હારથી ૧૦૩ × ૪૬ ફીટ છે. મોટા ઘુમટના અષ્ટકોણનો વ્યાસ ૧૯ ફીટ છે. આ મસ્જીદ એના ઉપરદળના દેખાવમાં ખાસ જોવા જેવી છે, અલંકાર એમાં વાપર્યા છે, પણ એની ગોઠવણી એવી ઉત્તમ છે કે એમાં સફાઇ ( refinement ) બહુ જ લાગે છે. રંગની અસર આ મસ્જીદમાં સૌથી સારી લાગે છે. ગંભીરતા પણ બરોબર જળવાઇ છે. ફરગ્યુસ વગેરેના માનવા પ્રમાણે હિંદૂ અને મુસલમાન સ્થાપત્યનો મેળ આ મસ્જીદમાં એવો તો સારી રીતે બેઠો છે કે બહુ જ અનુભવવાળી આંખ હોય તે જ એને જુદાં પારખી શકે. એના વચલા થાંભલાની કુંભીઓ ખાસ જોવા જેવી છે.

**મુહાફિઝખાંની મસ્જીદ**:–ધીકાંટાના રસ્તા ઉપર આ મસ્જીદ આવેલી છે. એમાં મીનારા છેડા ઉપર કર્યા છે. ખાનગી કુટુંબની મસ્જીદ હોવાથી એનુ કદ ઘણું નાનું છે. મ્હોરો સાંકડી કમાનોને લીધે અને કદના પ્રમાણમાં મીનારાની વધારે જાડાઇને લીધે ઉત્તમ સ્થાપત્યના લક્ષણવાળો નથી એમ ઘણાનું માનવું છે. મ્હોરાની કમાનોની ઉપર ખોટા દેખાવ પુરતા ઝરૂખા મુકેલા છે. મીનારા અલંકારથી ભરેલા છે. મ્હોરો આગળથી આવો છતાં મસ્જીદ પાછળથી આકર્ષક લાગે છે. મસ્જીદનું માપ અંદરથી ૪૭ × ૨૪$\frac{1}{2}$ ફીટ છે.

**ઇસનપુરની મોટી મસ્જીદ**:–એની બાંધણી માટે ખાસ ધ્યાન ખેંચે છે. જુમા-મસ્જીદની પેઠે આસપાસ પડાળીઓ કરેલી છે. પણ વચ્ચે ચોકમાં એના બંધાવનારની દરગાહ છે. લિવાનનો મ્હોરો અમદાવાની બીજી મસ્જીદો કરતાં જૂદો છે. એની પહોળાઇ ઓછી છે. માપ ૫૯ × ૩૪ ફીટ છે. આસપાસ કમાન વગરની થાંભલા વાળી પાંખો છે. વચ્ચે એક મોટી કમાનને બદલે ત્રણ નાની કમાનો છે. તેમાં વચલી કમાન અનેક વર્તુળોવાળી જયપુરી ઘાટની છે. મીનારા કરેલા નથી. આખીયે મસ્જીદ જોનારને ખાસ આકર્ષક લાગે એવી છે. ચોક સાથે માપ ૧૩૮ × ૧૦૭$\frac{1}{2}$ ફીટ છે.

**રાણી સિપ્રીની મસ્જીદ**:–આસ્તોડીઆ દરવાજે આ નાની પણ અસાધારણ સુંદર મસ્જીદ આવેલી છે. ઇ. સ. ૧૫૧૪ માં એ બંધાઇ છે. આ મસ્જીદ કેવળ હિંદુ બાંધણીની છે. એમાં કમાન કોઈ જગ્યાએ કરેલી નથી. એમાં ઉત્તમ સ્થાપત્યના પાછળ વર્ણવેલા બધાયે ગુણો છે. ફરગ્યુસનના શબ્દોમાં એ જોઇએઃ–

"………one of the most exquisite buildings in the world. It is also one of the most perfectly Hindu of all the buildings of this city, no arch being employed anywhere, either constructively or for ornament. The charm of this building resides in two things. First, the completeness and unity of the design; every

form and every detail is designed for the place where it is put, and is appropriate to that place. And next the fact that all the details are beautiful in themselves, and just sufficient to relieve and accentuate the construction, without concealing or interferring with it. It would of course be absurd to compare such a building with Parthenon, or one of our great Gothic Cathedrals: but, it is architecturally, a more perfect building than the Erechtheion at Athens; and though we have some Gothic Chapels of greate beauty, there probably is not one that would not look course and plain if placed side by side with this mosque.

આ મસ્જીદમાં લાવણ્ય અસાધારણ છે. અલંકાર એવા વિવેકથી મુકાયા છે કે કાબુ ( restraint ) જળવાવા સાથે સફાઇ ( refinement ) બહુ જ લાગે છે. આ બધા ગુણને લીધે આ મકાનને મસ્જીદોમાં રત્ન–મસ્જીદે નગીના–કહેવામાં આવે છે.

**સીદી શહીદની મસ્જીદ**:—આ મસ્જીદને સીદી સૈયદની મસ્જીદ પણ કહે છે. એની લંબાઇ ૬૮ અને પહોળાઇ ૩૮ ફીટ છે. એની બાંધણી અમદાવાદી બાંધણીથી જુદી પડે છે. બાર થાંભલાના અષ્ટકોણ ઘુમટ કરેલા નથી. સીધા થાંભલાની હાર ઉપર કમાનો કરી ઉપર અગાશી અગર ચપટા ઘુમટ કરેલા છે; એટલે વચલી હારના થાંભલા ઉપર ચાર ચાર કમાનો ઉતારેલી છે. આવી કામાનોની બાંધણીથી મસ્જીદની ઉંચાઇ થાંભલાને બેવડા કર્યા વગર આવી શકી છે. હિંદુસ્થાનમાં આ જાતની બાંધણી ઘણી જગ્યાએ છે. અમદાવાદમાં મુહમ્મદ ઘોસની મસ્જીદમાં તથા શાહઆલમના રોજાની મસ્જીદમાં આવી જાતની બાંધણી છે. આવી કમાનોથી અગાશી કરવાની બાંધણીને લીધે આ મસ્જીદને ઇ.સ. ૧૫૫૦ પછી બંધાયલી માની શકાય છે. કમાનોની અગાસીને લીધે મ્હારો સીધો છે, અને પ્રકાશ વગેરેની સગવડ બીજી મસ્જીદોની પેઠે માળ કરીને કરેલી નથી. પાછલી ભીંતમાં અને પડખાંની ભીંતમાં મોટી કમાનોમાં પત્થરની જાળીઓ પ્રકાશ માટે કરેલી છે. પડખાંની ભીંતોમાં અને પાછલી ભીંતમાં છેડાની જાળીઓમાં ભૌમિતિક આકૃતિઓ કરેલી છે; પરંતુ પછીતની બે જાળીઓમાં તાડ વગેરે ઝાડની મોટી આકૃતિઓ અસાધારણ બારીક કારીગરીથી કરેલી છે. આ જાળીઓ ૧૦$\frac{1}{2}$×૭$\frac{1}{2}$ ફીટના માપની છે, અને લાલ રેતીઆ પત્થર છુટા છુટા કોતરીને મેળવીને આખી બનાવેલી છે. એ જાળીઓ આ મસ્જીદનું અને અમદાવાદનું ભુષણ છે. એને લીધે અમદાવાદ હિંદમાં નહિં પણ આખી દુનિયામાં પ્રસિદ્ધ છે.

કારીગરે પોતાની કુશલતા જાળીઓમાં ઠાલવી દીધી છે. જાળીઓનું કદ મોટું હોવાથી અને એમની જગ્યા ભીંતમાં છેક ઉંચે હોવાથી, તથા આ રીત તદ્દન નવી હોવાથી એમાં

કાણુ ( restraint ) નો ભંગ થતો નથી. એક નવા જ પ્રકારના અદ્‌ભૂત અલંકારથી ઉલટી શોભા વધે છે. ઝાડની જાળીઓ જોવામાં જ મન એટલું પરોવાઇ જાય છે કે મસ્જીદના અલંકાર તરીકે એ વખતે એનું ભાન થતું નથી. મસ્જીદનો મ્હોરો સાદો છે. મીનારા અષ્ટકોણુ બીજી મસ્જીદોથી જુદી જાતના છે, અને કેવળ સાદા છે. થાંભલા પણ ચોરસ ને સાદા છે. પણુ મીનારામાં સીડીના દ્વારની ઉપર, અને થાંભલામાં કમાનો મળે છે તે જગ્યાએ જે સુંદર અલંકાર મુકયા છે તે સાદાઇમાં અસાધારણુ સફાઇ ( refinement ) બતાવે છે.

શાહપુરમાં શેખ **હસન મુહમ્મદ ચિશ્તીની મસ્જીદ** નાની પણુ ઘણી રમણીય છે. એ સોળમી સદીના ઉત્તરાર્ધમાં બની છે તેથી અધુરી રહેલી છે. એના મિનારા બે છેડે પહેલાંની મસ્જીદોના ઘાટના હિંદુ આકારના ખુણાઓ વાળા છે. એના ગોખની નકશી અમદાવાદમાં સર્વથી સુંદર ગણાય છે. બાકીનું કામ સાદું છે. પણુ મ્હોરામાં નવ કમાનોમાંથી વચલી પાંચ કમાનો જેટલા ભાગ ઉપર મેડો કરેલો છે એ નવીનતા છે. આ મેડાની બાંધણીથી મસ્જીદની મનોહરતા ઘણી જ વધે છે.

**મુહમ્મદ ઘોસ** સાહેબની મસ્જીદ સારંગપુરમાં આવેલી છે. જુવાનપુરી બાંધણીના અમદાવાદી નમુના તરીકે એ ખાસ જોવા જેવી છે. જુવાનપુરી બાંધણીમાં મીનારાને બદલે વચલી કમાન બહુ ઉંચી લઇ જાય છે. અને એમાં જોઈએ તેવું નાનું દ્વાર મુકે છે. અમદાવાદમાં આ જુવાનપુરી બાંધણીનો નમુનો જરા વિચિત્ર છે. એની વચલી કમાન ( propylon ) ૪૮ ફીટ ઉંચી અને ૪૩ ફીટ પહોળી હતી. ઇજનેર ખાતાએ આજે તે ઉતારી લીધી છે અને એ જગ્યાએ કાંગરા મુકી દઇને જૂના ઘાટનું ભાન પણુ ન થાય એવું કરી નાંખ્યું છે. ચિત્રમાં ઉંચી કમાન સાથે ગઈ સદીમાં જે આકાર હતો તે આપ્યો છે. જુવાનપુરી ઘાટમાં મીનારા થતા નથી છતાં અમદાવાદમાં આ મસ્જીદને મીનારા કરેલા છે. એક મીનારો ઉત્તર તરફનો જ હાલ ઉભો છે. એ નીચેથી ખુણાવાળા હિંદુ આકારનો છતાં ઉપરથી અષ્ટકોણુ, સાદો તથા અનેક ગોખલાઓ વાળો છે. એમાં ટોચ સુધી જવાની સીડી નથી. મસ્જીદની બાંધણી અંદરથી સારી છે. અગાશી સીદી શહીદની મસ્જીદની પેઠે કમાનો ઉપર ટેકવેલી છે. કમાનો છતને અડે છે ત્યાં બાંધણી ખાસ જોવા જેવી કરેલી છે.

**વાવ અને તળાવ:** વાવ અને તળાવને માટે પાછળ આવી ગયું છે. વાવ તો ગૂજરાતની વિશેષતા છે, અને હાલ રહેલાં અવશેષોમાં અમદાવાદની દાદાહરીની વાવ અને અડાલજની વાવ એ બે સર્વથી સુંદર નમુના છે. માતા ભવાનીની વાવની હિંદુ કુંડના પગથીઆંની રચના વાવોની બાંધણીમાં વિવિધતા ઉમેરે છે. વાવો હાલ કોઇ બંધાવતું નથી. પણુ સ્થાપત્યના ઇતિહાસમાં એનું સ્થાન ઓછું નથી. હિંદુસ્તાનના સ્થાપત્યનો ઇતિહાસ ગૂજરાતી વાવોથી ગૌરવવાળો બને છે. માતા ભવાનીની વાવ છેક સાદી છે. દાદાહરીની વાવમાં અલંકાર વાપર્યા છે, પણુ મુસલમાનોનાં મકાનો જેવી

સાદાઈ જળવાઈ છે. અડાલજની વાવ હિંદુએ બંધાવી છે, એટલે એમાં અલંકાર વધારે છે પણ એથી સફાઇનો ભંગ થતો નથી. બન્ને વાવોમાં અસાધારણ લાવણ્ય સાથે ગંભીરતાની અસર જણાઈ આવે છે. બન્નેના કદમાં બહુ ફેર નથી. લંબાઈ ૨૪૧ થી ૨૫૧ ફીટ અને પહોળાઈ ૪૦ ફીટ જેટલી છે. સ્થાપત્યમાં રસવાળા દરેક જણે આ બન્ને તથા માતા ભવાનીની જોવા જેવી છે.

તળાવોમાં કાંકરિયા તળાવનું સ્થાન બહુ ઉંચું છે. સોળ અને સત્તરમી સદીના મુસાફરો એને જોઈને મુગ્ધ થયા હતા. એમાં વચ્ચે કરેલા બક્સ્થલમાં મકાન બાંધી એને પુલથી કિનારા સાથે જોડી દેવાની રીત ખાસ આકર્ષક છે. હિંદુસ્તાનમાં બાંધેલા તળાવામાં કાંકરિયાનું સ્થાન આજે પણ અગ્ર પંક્તિમાં ગણાય છે. એક સરખી ૧૯૦ ફીટ લંબાઈની બાજુઓનું એ બહુકોણ તળાવ છે. એનો વ્યાસ ૯૮૩ ફીટનો છે. સ્થાપત્યની દૃષ્ટિએ એની રચના ઉપરાંત એમાં પાણી લાવવા માટે કરેલી ગરણી અને ગરનાળું એ ખાસ જોવા જેવાં છે.

**મોગલાઇનાં મકાનો**માં શાહીબાગ, આજમખાંનો મહેલ ( પોસ્ટ ઓફીસ ), નવાબ સુજાતખાંની મસ્જીદ અને નવાબ સરદારખાંની મસ્જીદ એટલું ખાસ જોવા જેવું છે. અલંકારનું સ્વરૂપ મોગલાઈનાં મકાનોમાં બદલાઈ જાય છે. એનું હિંદુત્વ ઘણે ભાગે ઓછું થાય છે. સાદાઈ હદ કરતાં વધારે આવે છે. પાછળ વર્ણવેલી મોગલાઈ કમાનો બે બિંદુવાળી ગંભીર અમદાવાદી કમાનોનું સ્થાન લે છે. મકાનના કદને અનુકૂળ મોટો દરવાજો કરી અંદર નાનું દ્વાર મુકવાની દિલ્હી આગ્રાની રીત દાખલ થાય છે. દિલ્હી આગ્રાના દરવાજાઓનું નાનું અનુકરણ આઝમખાંના મહેલના મુખ્ય દરવાજામાં દેખાય છે. અસાધારણ સાદાઇ અને ભવ્યતા તથા ગાંભીર્યમાં આ મોગલ સ્થાપત્ય કોઈ રીતે ઉતરતું નથી. અમદાવાદનાં અર્ધગોળ ઘુમટને બદલે ગોળ પરપોટા જેવા અને પ્રમાણમાં મોટા ઘુમટો મોગલાઈમાં થવા લાગ્યા. તેના નમુના સુજાતખાંની મસ્જીદમાં અને સરદારખાંની મસ્જીદમાં દેખાય છે.

મોગલ સમયના પાછલા ભાગમાં કાનપુર દિલ્હીને રસ્તે **બંગાળી આકારના ઘુમટો** વાળાં મકાનો અમદાવાદમાં દાખલ થયાં. બાંધણીમાં આ જાતનાં છાપરાં કે ઘુમટો ઘણાં મનોહર લાગે છે. શાહીબાગમાં એના સુંદર નમુના માધવલાલ બોર્ડીંગ આગળ છે. હાલ જો આ ઘુમટોનું અનુકરણ આપણાં મકાનોમાં છેડા ઉપરના ઓરડા ઉપર, બુરજીઓ ઉપર, છજાંનાં છાપરાં તરીકે, કે ઝરૂખાનાં છાપરાં કે વાછંટીઆં તરીકે કરવામાં આવે તો ઘણું સુંદર લાગે. અમદાવાદના સ્થાપત્યમાં આ નાના રોજાઓનું સ્થાન આ વિચિત્ર પણ સુંદર ઘુમટોને લીધે ઉંચુ છે.

ગઈ સદીના પૂર્વાર્ધમાં બંધાયલાં મકાનોમાં **હઠીસિંહનું** મંદિર અને **સ્વામીનારાયણનું મંદિર** મુખ્ય છે. એમાં બાંધણી અસલ હિંદુ મંદિરના ઘાટની છે. હઠીસિંહનું મંદિર આબુનાં મંદિરોનું સાધારણ પત્થરનું અનુકરણ છે, પરંતુ એનો આગલો મંડપ એમાં નવીનતા પૂરે છે. આગલો મંડપ, મુખ્ય મંદિર અને ગભારો,

તથા આસપાસનાં જિનાલયો એ બધાનો મેળ ( balance ) એવો ઉત્તમ રીતે બેઠો છે કે આખુંયે સાથે જોતાં આંખને રમ્ય લાગે છે, અને બ્હાર તેમજ અંદરથી જુદા જુદા દેખાવ આપે છે. ફરગ્યુસન લખે છે કે: " Each part goes on increasing in dignity as we approach the sanctuary. The exterior expresses the interior more completely than even a Gothic design: and whether looked at from its courts, or from outside it possesses variety without confusion, and an appropriateness of every part to the purpose for which it was intended. " આબુના મંદિરોનું કામ અસાધારણ સુંદર છે અને એની જોડી હિંદમાં બીજે કાંઇ યે મળતી નથી. પરંતુ એનો બહારનો ભાગ અંદરના ભાગને આટલો વ્યક્ત કરતો નથી એ નોંધવા જેવું છે.

**સ્વામીનારાયણના મંદિરમાં** મંદિર સાથે આસપાસનાં મકાનોની રચના અદ્દ્ભૂત છે. એનાં છજાં લાકડાના થાંભલા, બારીઓ અને ઝરૂખા વગેરેથી ઉત્તમ સ્થાપત્યના બધા ગુણ એમાં હોય એમ જણાઈ આવે છે. ભવ્યતા પણ ઘણી જ લાગે છે.

આ સિવાય ગઈ સદીના ઉત્તરાર્ધ તથા આ સદીમાં બંધાયલાં દેશી વિલાયતી ઢબનાં મકાનો ઘણાં છે. એની વીગતમાં અહીં ઉતરીશું નહિં. રણછોડલાલ હાઇસ્કુલ અને ગૂજરાત કોલેજ તથા હાલના બંગલાને લગતાં સ્થાપત્ય વિશે તો હાલના કલા-ભુવનો ( schools of Art ) માં ઘણું શીખવાય છે. દેશી સ્થાપત્યમાં ભાવપૂર્વક શીખવવામાં આવતું નથી. એટલે જૂનાં મકાનોની આટલી વીગત અહીં આપી છે. વધારે વીગતને માટે ડૉ. બર્જેસના આર્કીઓલોજીકલ સર્વેના ગ્રંથમાં જોવાની જરૂર છે. ફરગ્યુસનના ગ્રંથમાંથી પણ જાણવાનું મળે છે. ભાવપૂર્ણ લખાણ ઇ. બી. હેવલના ગ્રંથોમાંથી મળશે. વધારે રસ હોય એને એ ગ્રંથો જોવા વિનંતિ છે.





**૧ જુમા મસ્જિદના મીનારા ઉભા હશે તે વખતનો લિવાનના મ્હોરાનો દેખાવ**

(વચલી કમાનની પહોળાઈ ૨૨$\frac{૧}{૨}$ ફીટ છે એ સ્કેલ પ્રમાણે આ ચિત્રનું માપ સમજી લેવું)



૨ જુમા મસ્જિદના લિવાનનો મુખ્ય દરવાજો



૩ રાણી રૂપવતીની મસ્જિદ



૪ દરિયાખાંનો ઘુમટ



**૫ શાહઆલમના રોજાનાં મકાનો : વિહંગદર્શન** (મથાળે) મીનારાની ટોચેથી રોજાનું દૃશ્ય: (ડાબી બાજુએ) રોજાને લગતાં મકાનો તથા મીનારાનું દૃશ્ય: (જમણી બાજુએ) શાહઆલમના રોજાનું પ્રવેશદ્વાર.



૬ શાહઆલમના રોજાની પત્થરની જાળી



૭ અડાલજની વાવ: અષ્ટકોણ કુવો



૮ રાણી સિપ્રીની મસ્જિદ તથા રોજો



૯ શાહપુર હસન મુહમ્મદ ચિશ્તીની મસ્જિદનો ગોખ



૧૦ લાલ દરવાજે સીદી શહીદની મસ્જિદ



૧૨ લાલ દરવાજે સીદી શહીદની મસ્જિદની જગપ્રસિદ્ધ જાળી (જમણી બાજુની)



૧૨ શાહપુર: હસન મુહમ્મદ ચિશ્તીની મસ્જિદ



૧૩ મુહમ્મદ ઘોસની મસ્જિદ: સારંગપુર



**૧૪ મુહાફિઝખાંની મસ્જિદનો મીનાર**
(ઉપરનો ભાગ)



**૧૫ શાહપુર મસ્જિદનો મીનાર**
(હિંદુ મંદિર જેવા ખૂણા બતાવે છે)



૧૬ શાહઆલમના રોજાનું મુખ્ય દ્વાર અને પિત્તળની જાળીનાં કમાડ



૧૭ શાહીબાગનો મહેલ (નદી બાજુથી)



૧૮ આઝમખાંનો મહેલ : હાલ પોસ્ટ ઑફિસ



૧૯ પાચીઆની પોળમાં બાલાભાઇ મંછારામના ઘરનો મ્હોરો (૧૦૦ વર્ષ જૂનું)



૨૦ હાજા પટેલની પોળમાં શેઠ બાલાભાઈ કેવળદાસ
ટંકશાળવાળાના ઘરના ટેકા (૮૫ વર્ષ જૂનું)



૨૧ દિલ્હી દરવાજા બહાર શેઠ હઠીસિંહનું મંદિર



૨૨ હઠીસિંહના મંદિરના વિમાનનો ભાગ



૨૩ હઠીસિંહના મંદિરમાંની સુંદર શિલ્પમૂર્તિઓ



૨૪ સ્વામીનારાયણનું મંદિર અને દરવાજો



**૨૫ બંગાળી ઘાટના ઘુમટવાળા રોજા**
(શાહીબાગમાં માધવલાલ બોર્ડિંગ પાસે)



૨૬ સર ચીનુભાઇ માધવલાલનો 'શાંતિકુંજ' બંગલો



૨૭ શાંતિકુંજ બંગલાનો પાછળનો ભાગ



52 Wall Decorations
of Street Houses
૫૨ શહેરની ભીંતોપરનાં
ચીતરામણ





51 Birdhouses and Street Views

**૫૧ પરબડીઓ અને રસ્તાપરનાં જૂની ઢબનાં તથા નવી ઢબનાં મકાનો**

ગુજરાતમાં આવનાર પરદેશીની નજરે પંખીઓના સત્કાર કરતી આ પરબડીઓ બહુ જ સુંદર અને આહ્‌લાદક દૃશ્ય લાગે છે. નગરની શોભામાં અને આનંદમાં તેથી વૃદ્ધિ થાય છે પથ્થરની કે લાકડાની આ પરબડીઓ પરની કારિગરી મકાનોથી જરાય ઉતરે નહિ એવી હોય છે. જૂની ઢબનાં મકાનો શહેરમાં ઓછા થતાં જાય છે અને લોકોના શોખ નાટકી ચટકાં વાળાં મકાનો પર ઢળ્યો છે પરંતુ શેઠ કસ્તુરભાઇ લાલભાઇએ આવી બનાવેલી નવી ઢબમાં દેશના સંસ્કારોનો નવી રીતે આદર કરી સુંદર શરૂઆત કરી બતાવી છે.



50 Adalaj Wav

**૫૦ અડાલજની વાવ**

અમદાવાદની ઉત્તરે આઠ ગાઉ દૂર અડાલજ ગામમાં આવેલી આ વાવ ઇ. સ. ૧૫૦૨માં સુલતાન મહમુદ બેગડાના રાજ્યમાં વીરસિંહ વાઘેલાની સ્ત્રી રૂડબાઇએ બંધાવેલી છે. દાદાહરીની વાવથી એ મોટી નથી, પણ અલંકારમાં એના કરતાં ઘણી ચઢિયાતી છે. પાટણની રાણીવાવનો નાશ થયા પછી હવે ગુજરાતભરમાં આના જેવી બીજી એકેય સુંદર વાવ રહી નથી. વાવને ત્રણ મુખ છે અને અંદર હિંદુ મૂર્તિઓ પણ જણાય છે.



૨૯ પરવડીઓ



**૩૦ રસ્તાપરનાં જૂની ઢબનાં તથા નવી ઢબનાં મકાનો**
ડાબીબાજુના ચિત્રમાં શેઠ કસ્તુરભાઇ લાલભાઇની નવી દુકાનોનું ચિત્ર છે. જમણી તરફ ખાડિયાના એક રસ્તાનો દેખાવ છે.

